છાતીએ દાબીને મારી આસનાવાસના કીધી; ને ખરા ભાવથી મારા ઉપર હેત રાખતા, હવે એ તમારો૦ (૪).

મને જોતા ત્યારે મનમાં ઘણો સંતોષ પામતા, ને જે વસ્તુ મોહોડે મેં માંગી તે તુરત લાવી આપતા; જે નઠારો છોકરો હોય તેજ એ તમારો ગુણ ભુલે, તો હવે એ તમારો૦ (૫).

મારાથી કંઈ ખોટું કામ થાય ને મોટાગુનામાંઆવુંતોનાદાન જાણીશિક્ષા કરવાને બદલે તમે મારાપર દયા લાવતાં;ને પ્રિતીન ઉતારતાં મારા અંગને કંઈપણ દુઃખ ન દીધું;હવેએ તમારો૦(૬)

---

| | | |
|---|---|---|
| **પાઠ ૯૮ મો.** | સેવના=સેવા; ભકિત. | સજ્યા=બનાવ્યા. |
| લાવ=લાવો; લાભ. | ભાગ્યશાળી=નસીબ-વાન; નસીબવાળો. | નેત્ર=આંખ;લોચન. |
| સજવું=રચવું. | | નીર=પાણી. |
| નિરખવું=જોવું. | તુચ્છ=હલકો; નીચ. | ઉરે=દિલે;હઈએ. |
| જગંનાથ=જગતનો ધણી; ઈશ્વર. | ટાળી=મટાડી. | ભાવ=ચાહના; હોંશ. |
| | જનો=માણસો. | પિતુ=બાપ; તાત. |
| હયાતી=જીન્દગાની. | મધ્યે=વચ્ચે; માંહે. | શુભ=સારૂં, મંગળીક. |

**(કવિતાની સમજુતી.) (૧૦).**

મને ભણાવી ગણાવી નસીબવાન (લાહેર) બનાવ્યો, ને મારી ખરાબ તોછડી આદત મૂકાવી; જેથી કરી લોકોમાં મારી આબરૂ ફેલાઈ ગઈ, હવે એ તમારો૦ (૭).

મેં આ સારો (ઉપભોગ) ઓરીઓ લીધો ને હવે જે લઈશ, તેનો આભાર બંધો પિતાજી તમારો માનુંછું. એ બધા ઉપાયો મારા સુખને સારૂ તમે રચ્યાછે, હવે એ તમારો૦ (૮).

તમારી આંખોમાં પ્યારના આંસુ લાવીને મને જોતા. ને પોતાના કલેજા સાથે લગાવીને દાબતા; તે વખતે મોહોડે મીઠા

શબ્દ બોલતા, હવે એ તમારો૦ (૯).

હું આજસુધી નાદાન બચ્ચું ને અજાણ્યો હતો, તેથી તમારો ગુણ મેં મનમાં એકે જાણ્યો નથી; આજ હું હવે જાણીતો (મોટો સમજણો) થયોછું, હવે એ તમારો૦ (૧૦).

જગતનો ધણી જે ઈશ્વર તે જો મને હયાત રાખે, અને મારી ને તમારી જીંદગાની સલામત રેહે; તો સાચે ભાવે નિરંતર તમારી સેવા કરૂં, હવે એ તમારો૦ (૧૧).

હોંસથી ભણીને આ સારા છંદ ગણી રાખે, તો પિતાની સેવા કરવાને નઠારા થશે નહીં; સારૂં ગ્નાન મેળવીને પછી સારે કામે લાગશે, ને આ સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યાછે. (૧૨).

---

પાઠ ૯૯ મો.

વેરીઓ=દુશમનો.
ઘાતકી=નિર્દય; ખૂની.
શિકાર=ભક્ષ.
લાગ=દાવ; તક.
બેશુદ્ધ=ભાન વગરનો.
ઉડાડી=ફેલાવી.
નીમકહરામી=ઉપકારને બદલે અપકાર કરવો તે.

પાઠ ૧૦૦ મો.

ખોરાક=હંમેશા ખાવાનો પદાર્થ.
અદેખાઈ=ખાર; ઈર્શા.
નિર્દય=દયા વગરનો.
વાઘેલા=સોલંકી.

પાઠ ૧૦૧ મો.

વજીર=પ્રધાન; દીવાન
પાધરે=સીધો; પાધરો
કુલ=બધા; તમામ.
કાપુરૂ=લુચ્ચો આદમી.
મજલ=વાટ, ટપ્પો.
પાટવી=ગાદીનો અધિકારી; મોટો.

પાઠ ૧૦૨ જો.

ફુરસદ=નવરાસ.
ઉગમણ=પૂર્વ દિશા.
ખંડણી=ચોથ; કર.
આવકાર=આદરમાન
ચડાઈ=હુમલો.
સમાપ્તિ=આખરછેડો
સિંહલદ્વિપ=લંકાબેટ.
પડતીદશા=નબળો દહાડો; બેઠી.

પાઠ ૧૦૩ જો.

નિમકહરામ=ધણીનું અન્ન ખાઈને તેનું ભુંડું કરે તે.
વિશ્વાસ=ભરોસો.
અવિશ્વાસ=બીનપતીજ, ભરોસો નહીં તે.
ઘરડપણ=બુઢાપણ.
કલેશ=કજીઓ કંકાશ.
પંડિતો=વિદ્વાન.
અહંકાર=અભિમાન

બુદ્ધિવાન=અક્કલવંત.
આબાદી=ચડતી.
ખાનપાન=ખાવુંપીવું; ખોરાકી-પોષાકી.
નીમ=હદ; સુમારે.
સપરમે=સારે ટાણે.
ગુલામગીરી=ચાકરડા પણું; દાસપણું.

પાઠ ૧૦૪ થો.

મારા=કસાઈ મારનારા
માલિક=ધણી.
કાચો=નબળો.
નીવડત=નીકળત.
રંડીબાજી= વેશ્યાનો સંગકરેવાતે; છીનાળું.
મોજશોખ= ચેનબાજી
બપટાઈ = વીટલાઈ; કસાઈ.
સમાવતાં=નરમપડતાં
રીબાવીને=દુઃખદઈને
નીર્દયપણે=ઘાતકીપણે.
કારભાર=મુખ્ય કામ કાજ.
સંતોષ=આનંદ, હરખ.
વગના=તરફેણના.
નસંતાન= સત્યાનાશ; નખોદ.

પાઠ ૧૦૫ મો.

રંગમેહેલ=રંગતાન કરવાનો મોટો મેહેલ.
દેવડી=મથક; મકાન.
ઓલાદ=વંશ; કુળ.
દુવાઈ= આણ.
નીતિ=રીતસર ચાલવાનું ધોરણ.
ગડબડ=તોફાન.
બંદોબસ્ત=ગોઠવણ.

પાઠ ૧૦૬ ઠો.

સુબેદાર=સગદાર; પલટણનો ઊપરી.
કાયમ=બાહાલ.
મળાપ=મુલાકાત.
ભાગજોગે= એકાએક.
કાવતરૂ=દગો.
ઓચીંતો=એકાએક.
બનાવ=હકીકત.

પાઠ ૧૦૭ મો.

ગોળાર્ધ= અડધો ગોળ.
વાહાણવટી=નૌકા શાસ્ત્રના જાણનારા.
સમધાત=સરખો.
શુમારે = આશરે.
વળગીને=બાઝીને.
કડકા=ભાગ.
ખબરદાર=હોંશિયાર.
ખરેખાત=સાચેસાચ.
ઢગલે ઢગલા=ઘણુંજ.
નીપજ=પાક; પેદાશ.

પાઠ ૧૦૮ મો.

અજ્ઞાની=અણસમજુ ભોળા; વગરશીખેલા.
ભૂત=પીશાચ.
ઝોડઝપાટ=સપડાવું.
નજર=કુદ્રષ્ટિ.
પ્રકાર=રીત; તરેહ.
સમજુ=દાના સમજણા; વિચારવંત.
કરડી=આકડી.
ગંધ=ખરાબ વાસ.
ધગધગતા=ઉનાઉના.
અંગારા=દેવતાના સળગેલા કોયલા.

પાઠ ૧૦૯ મો.

પ્રયોગ=કરી જાવું; અભ્યાસ કરવી તે.
મંછા=ધુચ્છા.
શંકા=વેહેમ.
ચીસ=કીકીઆરી.

લગડી=ઢાળકી.
પડછાયો=ઓળો.
કસર=ખામી.
પરસેવા=પસીનો.
યુક્તિબંધ=તદબીરની સાથે; હીકમતથી.
ખબરદારી=હોંશીયારી
ચોકશી=બારીકતપાસ.
ડાકણ=ચૂડેલ.

પાઠ ૧૧૦ મો.

વંત્રી=ડાકણ; ચૂડેલ.
આણ=દુવાઈ.
રોણ=તોફાન.
ભાવસાર=જૈન ધર્મ પાળનાર હિંદુલોક.
મધરાત=વચલી રાત.
ચાંદરણું =ચંદ્રમાનું અજવાળું.
ધ્રુજવા=કાંપવું; થરથરવા, બીહીવા.
હામ=હિમ્મત;છાતી.
ચોકીવાળા=પેહેરેદાર; ચોકશી કરનારા.
ડામચિઓ=માચડો.
સ્વામી=ગુરૂ; ઉપદેશી.
સોરબકોર=અવાજ.
વિગત=તપસીલ..
વિખ્યાત=નામીચું.
મશાણ=સ્મશાન.
ફાસફરસ=હવામાં ખુલ્લો મૂક્યાથી જલદી સળગી ઉઠે એવા એક પદાર્થનું નામ.

(કવિતાની સમજુતિ). (૧૧).

પવન આવ્યાથી નેવાં આગળનું નળીઉં ખસીને હેઠે પડ્યું તે જોઇને કુતરૂં ભસવા મંડ્યું. ત્યારે ત્યાં ઘણો હોહાકાર થઈ રહ્યો; ત્યારે માંહે કોઈ કેહેવા લાગ્યો કે હા મેં ચોર દીઠોતો; પછી એ વિષે જાણીતી તપાસ ધણીએ કરે. (પણ તેમાંનું શું!)તો એ પ્રમાણે અખો સ્વામી કહેછે કે ભાઈ વેહેમના એવી વાત સમજવી.

---

પાઠ ૧૧૧ મો.

વશીકરણ=વશ કરવાનો મંત્ર.
અપશુકન=ખરાબનિશાની; ખરાબશુકન.
શુકન=ચિન્હ; નિશાની.
પોગળ=પોલું;જુઠું.
ભૂવો=ભૂત પીશાચ કાહાડનાર ઢોંગી.
શીખાઉ=ચેલો.
ચોટ=બેલ.
આજમાવી=વાપરી.

પાઠ ૧૧૨ મો.

હરતાળ=એક જાતની પીળા રંગના ધાતુ.
કાળ=મોત.
અડતાં=અડકતાં.
ખાલ=છાલ; ચામડી.
ગાણા=ગાયણ;સારંગી નરઘાંથી ગાવું તે.
કુડાં=નઠારાં; ખરાબ.
આળ=તોહોમત.
અગ્નિ=દેવતા.
ઝાળ=આંચ.

| | | |
|---|---|---|
| લખમી=પૈસો. | છછુંદર=ચોણ. | છૂટ=જગો; બારી. |
| વાસીદું=કચરો;પુંજો. | છીંડુ=વાડકે ખેતરમાં જવાનો રસ્તો. | ફાંસ=સરાક. |
| તાલ=મજા;રમુજ. | | થાબ=પાર; છેડો. |

## (કવિતાની સમજુતી.) (૧૨).

અજમાં જેમ કાચો (માર્યા વિનાનો) પારો ખાવો તેવું ચોરીનું ધન છે; કાચી હરતાલ ખાવી તેવો ચોરીનો માલ છે. (૧). માથા ઉપર જેમ મોત ભમેછે તેવો ચોરીનો માલ છે; કૌવચ લાગેથી ખાજ ઉપડે (ચેળ આવે) તેવો ચોરીનો માલછે. (૨). ગાયન ગાતાં કે સાંભળતાં હોય ત્યાં આવીને કોઈ નઠારા શબ્દ બોલે તેવો ચોરીનો માલ છે. (૩). દેવતાની કેવી ઉની ઝાલ લાગેછે તેવો ચોરીનો માલછે; કોઈ સખસ જીવતી માખ ગળે (તે પેટમાં રેહે નહી) તેમજ ચોરીના પૈસા કોઇને પચે નહીં. (૪). આખા કોળાનું શાક નહીં થાય (મોળેલા કોળાના શાકમાં આખું કોળું ભૂલથી જાય નહીં) તેમ કચરો વાળતાં ભૂલમાં સાંએલું કાહાડી નંખાય નહીં; અને જો કાહાડી નાંખીએ તો જોવા જેવો તમાસો થાય તેવો ચોરીનો માલછે. (૫) સાપ છછુંદરને મ્હોડામાં ઘાલેછે. હવે જો તે ગળી જાયછે તો સાપ મરી જાયછે, ને જો સાપ તેને છોડી દેછે તો આંધળો થાયછે તેવો ચોરીનો માલ છે. (એટલે એ માલ રાખે તોપણ દુઃખ ને બીજાને આપે તો પણ દુઃખ થાયછે.) (૬). છીંડું એટલે જવા આવવાનો રસ્તો માળી મોટો રાખે અથવા જવા આવવાની છૂટ રાખે તો બકરૂં કાહાડતાં ઊંટ પેસે (કરવા જાય કંઈ પાકું તો થઈ જાય કંઈ વાંકું), સરાક કાહડતાં કંઈ મોટો ખીલો પેસી જાય (સાત સાંધે તો તેર તૂટે, તેવો ચોરીનો માલછે. (૭). ચોરીનો માલ કંઈ રાતદાહાડો છાનો રેહે નહી. તેની વાત તો વા લઈ જાય; જેમ બિલાડી મોબામોબ

ઉતરી જાય, તેમ અટકાવ કરતાં તેનો પાર આવે નહીં. (૮).



**પાઠ ૧૧૩ મો.**
પ્રસિદ્ધ=નામીચા.
ધામ=જગો; ઠેકાણું.
રચન=શોભા.
ઢાળીઆં=ઢળતાં છાપરાંની અડાળી.
ગૌશાળા=ગાય બાંધવાના ઠેકાણાં.
રસોડું=રાંધણી.
નગારખાનું = નગારા વગાડવાની જગો. નોબતખાનું.
ચોકશી=ચોકા પથ્થર

**પાઠ ૧૧૪ મો.**
સિંહાસન=ગાદી;તખ્ત.
ઝાકઝમાળ=ચળક ચળક; તેજદાર દેખાવું.
છપ્પર ખાટ=છપ્પર પલંગ.
શણગાર=લૂગડાં ઘરેણાં વગેરે ભૂષણ.
માણેકઠારી=આસોસુદ પુનેમનો દિવસ.
તલપૂર=જરાક.
ખરીદી=વોહોરત.

**પાઠ ૧૧૫ મો.**
અંગે=તાબે;હવાલે.
સારેછે=પુરી પાડે છે.
આર=ઓવારા; ઘાટ.
કમળ=એક જાતના ફૂલ તળાવમાં થાયછે
દેવસ્થાન=દેવનું ઠેકાણું
સાધુ=બાવા, વેરાગી.
વસુલ=જમે.
દેવળસ્થળ=દેવનું ઠેકાણું
ખિચોખીચ=પાસે.

**પાઠ ૧૧૬ મો.**
હાસ્પિટાલ=દવાખાનું.
દાકતર=અંગ્રેજી વેદ.
કળતર=દુખાવો;દરદ.
કરાર=સુખ;ચેન.
ઝારવું=ઉના પાણીથી શેકવું.
બળતરાં=આગ.
જળો=ખરાબ લોહી ચુસી લેનારા લાંબા છીવડા.
ખપાટીઆ કામડી.

**પાઠ ૧૧૭ મો.**
ગંડાઈ=સંધાઇ;સંધાઇ
કોકીલું=જરા ઉનું.
ટેભા=ટાંકા.
ઘાયલ=જખમી.
દરદ=દુખાવો;કળતર.

**પાઠ ૧૧૮ મો.**
પાસે=બાજુએ.
ફેફસું=જેણે કરીને દમ લેવાયછે તે.
હચમચાટ=હાલચાલ
શ્વાસોશ્વાસ=દમ પર દમ સાસ.
શેક=દેવતાની ગરમી.
ઉલટી=ઓકારી.
સરવળ સરવળ=ખવળ ખવળ.
ભૂન=કાફી.
કાવો=ઉકાળો.

**પાઠ ૧૧૯ મો.**
વિકટ=ભયંકર.
અનાડી=મૂરખ.
ઝોળેઝોળાં=ટોળેટોળાં.
ટક્કર=ચોટ.
જોડાજોડ=સાથેસાથે.

વતની=દેશી.

**પાઠ ૧૨૦ મો.**

પાટવી=મોટો; ગાદીનો અધિપતિ.
કોરટ=દરબાર.
ન્યાયાધીશ=ઇનસાફ કરનારા.
અદાલત= ઇનસાફ-નીકચેરી.
ખાતર=શરમ.
તરફદારી=તરફેણ.
બહેકેલો=છાકેલો.
કુકર્મ=નઠારાં કામ.
ગોઠિઓ=મળતિઓ.
ઠર્યો=સાબીત થયો.
સ્નેહ=મિત્ર.
ક્રોધ=રીસ. તામસ.
બેઅદબી=અસભ્યતા પણું; નાલાયકી.
ન્યાય=ફેસલો; ચૂકાદો.
લપડાક=લાત.
અમલમાં=બજાવવા

**પાઠ ૧૨૧ મો.**(માં

નિર્ભયપણું=બે ધડક-પણું. કશીબીા નહીતે
ઉમરાવ=મોટામાણસ
આતુર=હોંશીલા.
દુરાચરણી=ખરાબ ચાલચલણના.
દરમાયા-પગારમુસારા
વીલો=અંબવાણો.
કારભારી=કરતાહરતા
સમરશે=સુધરશે.
તંગી=ખરચની વેળા
નભે=ગુજારો થાય.
બાહાલ=મુકરર.
હિમ્મતવાન=બાહાદુર

**પાઠ ૧૨૨ મો.**

સપુત=સારો છોકરો.
કપુત=નઠારો છોકરો.
છિદ્ર=એબ કાણું.
સવાઈ=ચડિઆતાપ-ણું: સારૂં કામ.
કલંક=એબ; દુષણ.
વહેવા=ઈ કામમાંઆ-ણીને.
પૂઠ=પાછળ.
જૂઠ=જૂઠાણું.
દાઝે=દલગીર થાય.
દાતા=સખી,દાતાર.
નુર=પાણી; તેજ.
લજવ્યો=શરમાવ્યો.
કવિજન=કવિતાજોડ-નાર; કવિલોક.
સકળ=સંપૂર્ણ આખી
લેશ=જરાએ.
દુષ્ટ=પાપી.
રૂએ=રડે.
બાપીકો=બાપનો.
બોળે=ડબાવે.
આધીન=તાબે;વશ.
મરજાદા= આબરૂઅં દાજો; ભાર વકર.

## (કવિતાની સમજુતી). (૧૩).

જે પોતાની કમાણીનું બાપને બાપથી સરસાઈ•(ચડિયાતા પણું) કરે;શરીરને રોજ કામમાં આણીને (કસરત કરીને)કુળની એબ ઢાંકે, જેના પાછળ દુનિઆનાં લોકો વખાણ કરે, ને જુઠું

બોલતાં જેનો જીવ ઘણો દુખાય; ને સારા સજજન બાહાદુર નરથી જે શરમાવ્યો શરમાય-જેના કવિલોકો વખાણ કરેને સંપૂર્ણ બધાએ ગુણ જેનામાં હોય. તે વિષે સામળદાસ કવિ કહેછે કે હું સાચું કહુંછું કે તેનેજ લોકો સારો છોકરો કહેછે. (૧).

જેને જરાપણ કુળની આબરૂ (શરમ) નહી હોય ને પોતાના બાપથી માયા પુંજી જે કંઈ પહોંચી હોય તે ખુવે, દુશમનને નમતો જાય ને જે પાપી માણસના મોહોડા આગળ પોતાનું દુઃખ રડે પોતાના કુળની એબ ઉઘાડે ને બાપનો બોજ ઉથાપે (ડુબાવે); સારા આદમીને દુઃખદે ને પોતાની એબ ઉઘાડે-તાબે રહીને વાંકી મુડી ઘાલી અન્ન ખાય (પરસાદ લયા કરે) ને લજ્જા આબરૂ કશી ગણે નહી. તેને વાસ્તે સામળદાસ કવિ કહેછે કે હું સાચું કહુંછું કે તેજ નઠારો છોકરો કેહેવાય છે. (૨).

---

પાઠ ૧૨૩ મો.

એકલશુરો=જાતે બાહાદુર; એકલોશૂરો.
ઉદમાત=તોફાનમ-
લક્ષણ=ગુણટેવ.(સ્તી
મશકરો=ટોળિઓ.
ચપળ=હોંશીયાર.
ડાવકું=ડાહ્યું, શાણું.
ઉદ્યોગ=મેહેનત.
ગેરહાજર=હાજરનહો

પાઠ ૧૨૪ મો.

નિભાવ=ગુજારો.
તુરંગ=વિચાર, ખ્યાલ
રાંડીરાંડ=વીધવા સ્ત્રી
દળણાં=લોટ દળવાનું મજુરીનું કામ.
વલા=આપદા.
શિક્ષક=શિખવનાર.
ઉમેદ=હોંસ; ઉમંગ.
ભરણપોષણ=ગુજરાન

પાઠ ૧૨૫ મો

બાપડા=મરદ, માટીડો
વહાલ=હેત; પ્યાર.
વાજ આવે=મરીજાય. મચી રહે.
સરદારી=ઉપરીપણું.
ભંગ=ભાંગી નાખવું.
મળતાવડો=હળીજાય એવો.

પાઠ ૧૨૬ મો.

ભંડાર=ભર્પૂર ખજાનો
ખડક=ખરાબો.
ખરાબો=દરિઆના પાણીમાં ઢંકાયલા મજબુત પથરા.
લગભગ=ઘણોખરો.
ઘોરી=શરીઆમ.
ગાળીઓ=ગાળા; કરાડી.

કહ્યા = આટકળથી નામ આપ્યાં.
વિસ્તાર=પથારો.

પાઠ ૧૨૭ મો.

ધારણ કર્યું=રાખ્યું; કબુલ કર્યું.
ચરીત્ર=એહવાલ ચેન.
ઝીણી=બારીક.
ભાન=સુદ્ધિ; વકુફ.
વેરે=કર.
વહોરવાને= ખરીદ કરવાને.
રૂપ=કાન્તિ; ડોળ.
પરગણા = તાલુકા; માહાલ.

પાઠ ૧૨૮ મો.

નિર્દય=દયા વગરનો.
ગડબડ=તોફાન.
ઉતરડી=ઉતારી.
સમ્યો=મટી ગયો.
બળવાખોર=હુલ્લડ મચાવનાર ફીતુરી.
ગોઠવણ=બંદોબસ્ત.

પાઠ ૧૨૯ મો.

માઠીદશા=નબળાહાલ
એવકુફી=મૂર્ખાઇ.
આવકાર=આદરમાન
સ્વતંત્ર=આપ અખ્તિઆરી.
વસૂલ=જમાઉધરાત.
ઇજારદાર=ઇજારો રાખનારા.
રાજકારભાર=રાજનું કામકાજ.
શાહજાદો=બાદશાહનો છોકરો.
બરતરફ=ચકરીથી રજા આપવી તે.

પાઠ ૧૩૦ મો.

દવાખાનું=ઓસડ કરવાનું ઠેકાણું.
હમામખાનું=નાહાવાની જગ્યા.
તરાપો=લાકડાં ઉપર પાટીઆં કે બારાણાં બાંધી પાણીમાં ચલાવેછે તે.
પૌત્ર=છોકરાનો છોકરો.
ઉઘરાતદાર = વસુલ એકઠું કરનાર.
અણબનાવ=અબનાવ
બદી=તાબે રહી.
રાજચિન્હ = રાજની નિશાની.

પાઠ ૧૩૧ મો.

પુરૂષ=ભાયડો; મરદ.
અભયવચન = મારૂ નહીં એવી કબુલાત.
કાપાકાપ=ખુનામરકી
કોગળીઉ=અઘ ઓક.
ગેરબંદોબસ્ત=બેતાલ.
અવસ્થા=હાલતદાસા

પાઠ ૧૩૨ મો.

ઉપમા=સરખાવવું.
મૂકામલો; શોભા.
રાજકાજ=રાજનું કામકાજ.
ઢોગી=બહાનાખોર.
આસ્તિક = આકીન વાળો; પરમેશ્વરને માનનાર.
નાહક=વિનાકારણે.
સ્તુતિ=સ્મરણપ્રાર્થના
લોભી=લાલચુ.
બાદશાહી=રાજગાદીનો હોદ્દો.

પાઠ ૧૩૩ મો.

ખ્રિસ્તી=વિસવાસી.
ઇશારત=નિશાની.
મસળવા=ચોળવા.
વાયદાસર=ઠરેવેલી મુદત પ્રમાણે.
અબઘડી=હમણાંને હમણાં.
સાંઇ=સુઇ, દરજી.
ભજન = પરમેશ્વરનું સ્મરણ.
ઘુમટો=માથાનો છેડો મોંપર ખેંચવો તે.

પાઠ ૧૩૮ મો.

મુસાફરી=રઝળપાટ.
અડીંગી=અઘેલી.
બિરાજી=દીપી શોભી.
ટકાઉ=મજબુત.
ચાપચીપીઆ=તપાસી કામ કરનાર.
ઘાઘરો=ચણીઆ જેવું ઝુલતું લુગડું.

પાઠ ૧૩૫ મો.

બેડોળ=કદરૂપી
બેઢંગુ=કઢંગુઢંગવગરનું
શામેલ=દાખલ.
બાહાવરૂ=ગાભરૂં.

ખુંધ=ઢેકો.
ઊદાસી=દલગીર.
ઠીગણી=બટકી.
હૈયું=મન; દિલ.
દીંગ=અજબ; છક.

પાઠ ૧૩૬ મો.

જટા=ચોટલાની પેઠે ગુંચવાયલા માથાના બાલ.
ડાંગ=લાકડી; ડંગોરી.
થરથરી=ધ્રુજી; કાંપી.
બેતરવા=ટીંબા.
બેનપણી=સહીયર.
ઊઝરડા=કાપા; નોહોર.
ચીલો=ધરેડ.

પાઠ ૧૩૭ મો.

દિલાસો=ધિરજ.
સરભરા=સેવાચાકરી.
લોથ=મુડદુ લાસ.
ફાળ=ધાસકો; ડર.
વીતેલી=સહન કરેલી.
થાક=આરામવિસામો

પાઠ ૧૩૮ મો.

વિસામો=આરામથાક
સંકટ=દુઃખ વીપત.
પજવી=દુઃખ દીધું.

અપરાધ=ગુનો વાંક.
કોપ=ગુસ્સો.
દોહિલી=દુઃખી હેરાન

પાઠ ૧૩૯ મો.

ઉપસેલી = ઉપસી આવેલી.
ચપટી=એક પાસેથી બેઠેલી.
જોશી=જ્યોતિષ વિદ્યા, જાણનાર.
દુરબીન=આઘી ચીજ પાસે દેખાય એ કાચનું યંત્ર.
વખુટા=જુદા.
ઢાળ=ઢોળાણ; ચઢાવ.

પાઠ ૧૪૦ મો.

ટોચ=ઉપલો ભાગ.
ગાળો=ભાગ.
નિશ્ચય=નક્કી ઠરાવ.
અટકળ=કલ્પના.
સંદેહ=વેહેમ; શક.
ભાસે=દેખાય; જણાય.

પાઠ ૧૪૧ મો.

સાર=મતલબ; તત્વ.
વિભક્તિ=શબ્દની સાથે આવેલો સંબંધી

દેખાડનારો પ્રત્યય.
સંબોધન=સંબંધ રા-
ખનારે, (આઠમી
વિભક્તિ.)
ઇત્યાદી=એ શિવાય
બીજા.
સંબંધ=વલગણ.
પધારો=આવોજાઓ;

પાઠ ૧૪૨ મો.

વિશેષણ=ગુણ તથા
સંખ્યા બતાવનારો
શબ્દ.
સવાલ=પ્રશ્ન.
ભારે=મોટું.
ઉપનામ=સરપાવ.
મુકરર=નક્કી કરેલો.

પાઠ ૧૪૩ મો.

ક્રિયાપદ=ક્રિયા, સ્થિ-
તિ વગેરે બતાવનાર
શબ્દ.
શક્યભેદ=શક્તિ બતા-
વનાર ભેદ.
સકર્મક=કર્મ સહિત.
વર્તમાન=ચાલતોકાળ
અકર્મક=જેમાં કર્મ
નહીં તે.
ભુત=ગયો કાળ તે.
મૂળભેદ=નક્કી બતાવ-
નાર ભેદ.
ભવિષ્ય=આવતો કાળ

પાઠ ૧૪૪ મો.

ઉભયાન્વયી=બેશબ્દને
જોડનારો અવ્યય.
શબ્દયોગી=શબ્દને જો-
ડનારો અવ્યય.
કેવળ પ્રયોગી=હરખ,
શોક, ગભરાટ વગેરે
બતાવનાર અવ્યય.
ક્રિયાવિશેષણ=ક્રિયાપ-
દનો ગુણ બતાવના-
ર શબ્દ.
અવ્યય=જે શબ્દમાં ફે-
રફાર થતો નથી તે.
અચરતી=નવાઈ.
શોક=દલગીરી.
ઉભરા=જોસ્સા.

પાઠ ૧૪૫ મો.

સંપ=એકદીલ, એક્કો.
મોઝાર=માંહે.
પેહેરણ=પેહેરવાનાંલુ-
ગડાં.
અતુલ=માપુંજ; તોલ
વિનાનું.
અબલ=નબળા.
સબળ=જબરા.
જુથ=જથો; ટોળું.
સૃષ્ટી=દુનિયાં; પૃથ્વી.
દેહ=શરીર; કાયા.
મતિ=બુદ્ધિ વિચાર.
સુસંપ=સારો સંપ.
સંપત્તિ=દોલત.
સાંપડે=મળે; જડે.
તાંતણો=તાર.
ઝૂડ=જથો.
એકલ=એ બલું; નિરા-
ધાર.
નિજ=પોતાની.
તસ્કર=ચોર.
ત્રાસ=બીક; ડર.
ધકાવે=ધસડી જાય.
મેહ=વરસાદ; મેઘ.
પ્રોઢી=મોટી.

**(કવિતાની સમજુતી.) (૧૪).**

જ્યારે પૃથ્વી ઉપર લોકોમાં જરાએ સંપ હતો નહીં ત્યારે તેઓ

જંગલમાં રેહેતા, અને એક બીજાથી ઘણા ડરતા (૧). તેવારે લુગડાંને બદલે ઝાડની છાલ તથા પાંતરાં ગુંથીને પેહેરતા ને જંગલનાં ફળ ફુલ ખાઇને દાહાડા કાહાડતાં, ને જંગલમાં રહીને પોતાના કાયાપર ઘણું દુઃખ ભોગવતા. (૨). પછી જ્યારે ઈશ્વરે તેમનામાં સંપ કરવાની બુદ્ધિ આપી ત્યારે એક બીજાની મેહેનતના ફળે તેઓને રેહેવાને ઘરબાર માળ્યાં. (૩). પછી જેમ જેમ સારો સંપ વધતો ગયો, તેમ તેમ હરકત દૂર થતી ગઈ, પછી લોકો દુઃખી ન થાય તેને વાસ્તે જોઇએ તેવાં ગોઠવણના ઉપાયો રચ્યા. (૪). એવી રીતે નબળા જોરાવર (ગરીબ ને પૈસાદાર) બધા સુખી થયા ને તેઓનાં દુઃખ નાસી ગયાં, માટે જરૂર ભાઈઓ તે બધું સંપના કારણથીજ છે એમ તમે સમજો. (૫). સઘળાં સુખ સંપ વડેજ મળેછે, જ્યાં સંપ નહીં ત્યાં ઉદાસપણું સમજવું; સંપના યોગે પૈસાની પ્રાપ્તિ થાયછે ને લોકોમાં આબરૂ મળે છે. (૬). એક તાર હોય તે તોડવાની સૌ હિમ્મત ધરે પણ જ્યારે બધા તારનો સાથે જથો કરી તેની જાડી દોર કરીએ ત્યારે તે કોઈ કાપી શકતું નથી. (૭). આપણા કુટુંબમાં સંપ રાખીએ તો દુશમન શું કરી શકે? ઝાડ છે તે બધી ઝાડી (ઝાડના જથામાં રેહેછે, જો એકલું હોય તો ડાળ પાંખડાં ઉડીને કંઈ વારનું ભાગી જાય. (૮). છોકરા પોતાની પાસે પડેલા પથરાને સારે ને કાપેછે, તેજ પથરાનો જો કોટ બનાવીએ, તો પછી ચોરની ધાસ્તી રેહે નહીં. (૯). જ્યારે વરસાદનો ઉઠાવ થાયછે ત્યારે ધુળને ધોઇને તે ઘસડી જાયછે. પણ જો પછી તે ધુળની મોટી પાળ બનાવીએ તો તેનું તળાવ બને (વરસાદનું પાણી ઘેરાઈ રહે). (૧૦). માટે હે માણસો તમે સઘળા મળીને સઘળે ઠેકાણે બેસતાં ઉઠતાં સંપ સંપ કરી રોહો, કે જેથી દલપતરામ કવિ કેહેછે કે

તમારા નસીબમાં હોય તેટલું સુખ દુઃખ તમે જાતે ભોગવો. (૧૧).

**પાઠ ૧૪૬ મો.**
વહેવાર=લેવડદેવડ કે જમવા ખાવાનો સંબંધ.
કાવતરૂં=દગો ફટકો.
દામ=પૈસા.
માપ=ભરત; પરમાણું
સરત=બોલી; પરઠાણ

**પાઠ ૧૪૭ મો.**
બલા=આપદા; પીડા.
ગેરવાજબી=ખોટું.
સંતોષ=આનંદ; હરખ.
ન્યાલ=નસીબદાર; ગબ્બર.
અમર્ગ=ખોટું.
વકાર=ભાર; વજન.
જે=જય; યશ; ફતેહ.
ખે=ક્ષય; નાશ.
સોદો=માલ મતા.

**પાઠ ૧૪૮ મો.**
વીર=બહાદુર નર; ભાઈ
લબાડી=જૂઠા; લબાડ
સત્યવાદી=સાચો.
ટેક=નેક; મોટાઈ.
તોલ=ભાર; વકર.
ધીર=ધીરજ; સબુરી.
શુરવીરો=બાહાદુર નર
વેણ=વચન; સુકન.
અનાદી=અસલની; હમણાંની નહી.
લાભકારી=ફાયદાકારક
કારે=કરડે.
ઉપમાં=સરખાવવું.
લજ્જા=લાજ; આબરૂ
વારી=વખત.
ઊંચ=મોટો; ઊંચો.

## (કવિતાની સમજુતી.) (૧૫).

ટેક વગરના માણસો જેઓ બોલેલું ફરી જાય તેઓ બહુ વાતો બકી જાય છે. પણ તેમાંનો એક બોલ પણ પાળતા નથી. માટે તમે તેવી ખરાબ આદત ન રાખો ને જેટલા બોલ પળાય તેટલા જ વિચારીને બોલો. (૧). પોતાનો બોલેલો બોલ પાળે તેનો ભાર વકર વધે, ને જેનો બોલેલો બોલ જુઠો પડે તેનો વકર ઘટે છે; પછી ભાયડા કે બાયડી કોઈ તેનો વિશ્વાસ કરે નહીં, માટે. જેટલા બોલ૦(૨). નાણું જાય તો ભલે પણ બોલેલો બોલ ફરશો નહી, તેમ એ ગયલાં નાણાં વિશે હું પસ્તાવો પણ કરૂં નહીં; મનમાં ધીરજ ધરીને એવો ટેક રાખો, ને જેટલા બોલ૦ (૩) ઘણા બાહાદુર નરો સાચું બોલનારા સાંભળ્યાં છે, તેઓ વેણ-

માં (બોલેલો બોલ પાળવામાં) ખૂઆર થઈ ગયા એવી અસલની રીત છે; તેમ એથી તેઓની જગત મધ્યે લાભ કારક આબરૂ પણ વધી છે. માટે જેટલા બોલ० (૪). જે માણસ મોહોડેથી બોલે ને તે કામ પછી કરે તેને મોટો જાણવો ને જે બોલેલા બોલથી ફરી જાય તેને ખોટો સમજવો, ભાઇ એથી લજ્જા આબરૂ જતી રેહેશે; માટે જેટલા બોલ० (૫). ભસે તે કુતરો પગે કરડે નહી (કેહે તે કરે શું!) તો લબાડ (જુઠું લવનારે) પણ તેવીજ ઉપમા લે છે; ખોટો લવારો કરવો એજ આબરૂ જવા જોગ વખત છે; માટે જેટલા બોલ० (૬). શરીરે સુખ થાય કે દુઃખ થાય તોપણ જે રીતે બોલો એવેજ રંગે રાત દહાડો રોહો, (મતલબ કે બોલેલું પાળો); એથી કરીને લોકોમાં ઘણો જશ પામશો, માટે જેટલા બોલ० (૭). સુતાં ઉઠતાં બેસતાં સાચીજ વાત કહો; ને જો બોલેલો બોલ પળાય નહી; એવી શકિત કાચી હોય તો મોહોડેથી મોટું વેણ બોલો નહી; એ થકી તમે ઉંચે ઠેકાણે (મોટી પદવીએ) જઈ બેસશો; આ સારા છંદ કવિ દલપતરામે બનાવ્યા છે. (૮).

---

પાઠ ૧૪૯ મો.

અમલ=સત્તા; હાકમી.
અદલ=વાજબી ખરો.
જય=ફતેહ; જશ.
તિરસ્કાર=ધિકાર; તુચ્છકાર.
આકીન=નીમ; આશા
અહંકારી=મગરૂર.
શખસ=માણસ.

પાઠ ૧૫૦ મો.

બાળચરિત્ર=બચપણનાં ચેન.
લંબાણ=લાંબો વિસ્તાર
શોક=ચરસ; લત
આદિ=શિવાય; પેહેલું.
કુદરતી=સ્વભાવિક; ઇશ્વરી.
અવિચારી=વગર; વિચારના.

પાઠ ૧૫૬ મો.

અંકોડાબંધ=આંકડા સાથે.
પાયદળ=પગેચાલનારૂં લશકર.
ધુળીઓ=ધુળનો.
ચોબેરી=જુદી પડી.
ભરતખંડ=હિંદુસ્તાન.

(ભરત રાજા પરથી
નામ પડેલું.)
સાંકડે=કબજકાંસામાં
કાળજા=હૈયાં; મન.
ધડકવા=થરથરવા.
કુરાન=મુસલમાનનું
ધર્મ પુસ્તક.
સોગન=કસમ; સપત.
ખારેવાટ=વેરાનખેરાન
સરહદ=સીમા.
તોબા=કાયર.

પાઠ ૧૫૨ મો.

આયુષ્ય=આવરદા.
પ્રદક્ષિણા=આસપાસ
ગોળ ફરી વળવું.
ઉપાડી=ઊંચકી.
ઘોર=કબર.
આરસ=આરસનો પ-
થર; સંગે મલમલ
વૃત્તાંત=હેવાલ.
મળતિઆ=ગોઠિઆ.
નેહેરો=નીકો; નેળ.
ફળફૂલાદિ=લીલોમેવો
ફુલ વગેરે.

પાઠ ૧૫૩ મો.

લાલચ=લોભ; ગળકો.
ઝૂમી=લટકી.
શેળકી=ગળકો લાગ્યો
વિશાત=માલ; છત.
એકલપેટો= પોતાનુંજ
પેટ ભરી જાણે તે.

પાઠ ૧૫૪ મો.

ક્ષમા=માફ; જવાદેવું તે
વીલો=ઝાંખો.
કમનસીબ=અભાગ્ય
નિર્ધન=ગરીબ; રંક.
અમથા=જૂઠા; ખોટા
સમ=કસમ; સોગન

પાઠ ૧૫૫ મો.

ફેંદી નાંખવું= રોળી-
નાંખવું.
કઢાપો=અફસોસ.
ખાતર=ઘાસ, છાણ;
વગેરે કોહી ગએલો
કચરો.
ઉછેર્યો=મોટો કર્યો
ખાટું=દલગીર.
ભંગ=ફોક; ભાંગીજવું
નિષ્ફળ.
ખડખડાટ=અવાજ
જોમ=જોસ્સો, જોર.
નિયમ=ધારો; કાયદો.

પાઠ ૧૫૬ મો.

ચોળાચોળ=ચકચાળ.
ઠીકઠાક=દુરસ્ત.
ગાંઠ=નિમ; નિશ્ચય.
મરણતોલ=મરવાજેવે
અધમૂઓ=અડધોમ-
રેલો.
ઝળઝળીઆં=આંસુ

પાઠ ૧૫૭ મો.

રેહેણી=ચાલ.
ભલામણ=શીફારસ.
દેશાઈ=જાગીરદાર.
આચરણ=ચાલચલ-[ણ

પાઠ ૧૫૮ મો.

પઠણ=કરાર; સરત
જાન=નુકશાન.
ખરખરો=પસ્તાવો.
સામર્થ્ય=જોર; બળ.
ગળગળતે=ધીમે.
ખટપટ=કડાકૂટ.
વય=ઉમર, જીંદગી.

પાઠ ૧૫૯ મો.

કષ્ટનષ્ટાષ્ટક= દુઃખની
વારણ થાય તે વિષે
આઠ છંદ.
કળાપો=કકળાટ.

વિલાપ=શોકપશ્ચાતાપ
નષ્ટાષ્ટક=નીવારણથાય તેવિષે આઠ છંદ.
વારે=મદદે;કુમકે.
તથાપી=તોયપણ.
દીન=ગરીબ;રંક.
વૃથા=ફોકટ; મિથ્યા
પૂર્ણ=પુરો;ભર્યો.
અત્યંત=ઘણોજ.
કૃપાનાથ=દયાનાધણી

કથા=વાત.
શિરે=માથા ઉપર.
આરામ=વિશ્રામ.
સંતાપ=દુઃખ.
શ્રેષ્ઠ=મોટો;ઉત્તમ.
સિંધુ=દરિઓ;સાગર.
સદ્ય=તુરત.
પ્રેલ=નાશ;કેના.
સર્વથા=સર્વ પ્રકારે.
સર્વદા=હમેશાં; રોજ.

શુદ્ધ=ભાન; ખબર.
કૃપાળુપણે=દયાથી.
સાય=મદદ;કુમક.
વેગ=જુસ્સો.
દૃષ્ટી=નજર; નીધા
ક્લેશ=કંકાશ કજીઓ
સરે=થાય; બને.
અર્થ=મતલબમાંયનો
થીર=હાલેચાલેનહીતે

## (કવિતાની સમજુતી). (૧૯).

એહો પ્રભુ! હુંતો તારો સદા સેવક છું; મારા આત્મા કરતાં તું મને ઘણો વાહાલો છે. હવે તમે મને ઘણો સંતોષ આપો ને હે દીનદયાળ (કૃપાના ધણી) મારૂં મોટું દુઃખ કહાડી નાંખો (૧).

હું ઘણો દુષ્ટ પાપી છોકરો છું; તોયપણ તમો તો મોટી રેહેમવાળા જણાઓ છો; તેથી જો આપની છાપ છાપો તો મારા પાપની મૂક્તિ થાય; માટે હે દયાના ધણી૦ (૨).

મારો સગામો સગો વાહાલો પ્રભુ તુંજછે, તે શિવાયનો બધો અમથો ખાલી વાદ છે તેની વાત હું શી વિસ્તારૂં! તોપણ તમે મારે મૂસ્તકે હાથ મૂકો તો સૌ સારૂં થશે; માટે હે દયાના ધણી૦ (૩).

આ પ્રસંગે મને કોણ સુખ કરે; ને બોલો તમો શિવાય બીજો આ પાપનો પરિતાપ કોણ સમાવે; હું તો નાનો બાળકછું,નેતુંતો મારે માથે મોટો ગાજેછે, માટે હે દયાના ધણી૦ (૪).

મને આજને સમે આ દુઃખમાંથી બચાવો; ને શોક રૂપી

દરિઆમાંથી તુરત મારો ઓદ્ધાર કરો; ઈશ્વર તમે આ મારા સઘળા પાપ ફલેમુકામ કરી નાંખો; ને હે દયાના ધણી૦ (૫).

તમે સઘળી રીતે રોજ મારી ખબર લીધી; ને દયા લાવીને દુઃખની વખતે મારી સહાય કીધી; તેથી તમો શિવાય હવે આ મારા દુઃખના પોકાર કોણ જાણે; માટે દયાના ધણી૦ (૬).

હું મારા મનમાં એક તમારો ઉમેદ રાખુંછું, ને તમારા મોહોડા આગળ દુઃખે ગરીબાઇથી બોલુંછું, મારા બધા પાપને તમે માફ કરો (તાળો). ને હે દયાના ધણી૦ (૭).

મોટો વેગ લાવીને જલદી મારી મદદે આવો; જ્યારે તમારી દ્રષ્ટી થશે ત્યારેજ મારી ફિકર મટી જશે. ને ત્યારે કાંઇપણ કંકાસથી પછી કકળાટ કેમ રેહેશે! માટે હે દયાના ધણી૦ (૮).

કષ્ટ નષ્ટાષ્ટક (દુઃખ નીવારણ થાય તેવા આઠ છંદથી). કોઈ પણ માણસ પ્રભુની પ્રાર્થના પૂરો પ્રેમ આણીને કરે, તો તેના મનની ઇચ્છા પાર પડે ને સઘળા સ્થીર થઇને ઠેકાણે બેસે; આ સારા છંદ કવિ દલપતરામે બનાવ્યા છે. (૯).

---

**પાઠ ૧૯૦ મો.**

દૈત્ય=રાક્ષસ.
વસ્તારી= છોકરાંછૈઆં વાળા.
ઘરડુંપાન=ઘરડોમાણસ
ઉતારો=મૂકામ; રાતવાસો.
કોઢારૂં=ઢોર બાંધવાની જગો.
ઉતાવળા=આકળા.

**પાઠ ૧૯૨ મો.**

ડામાડોળ=વાંકુંચુકું; ડગમગ.
ગરક=ડુબી જવું.
અગણોતરા = સંવત ૧૮૬૯ ના સાલના.
શાચરચોલું=ઘર શણગારને શોભતો લાકડ વગેરે સામન.
વાવાઝરડું=વાનું; તોફાન.
ટાંક્યા = ટાંકણાથી ચોગા માર્યા.
ચમત્કારી=નવાઇજેવી
નિહાળીને=ધારી ધારીને; નજર કરીને.

**પાઠ ૧૯૨ મો.**

રાક્ષસ=દૈત્ય.
પસાણ=બેસણું.
હોઇયા=ગટગળીજવું.

ભલમનસાઈ= સાલસાઈ; નેકી.
સપાટાબંધ =પાધરો.
ફાળ=બીક; ધાસ્તી.
ભોગ=કમબખ્તી.
પૂછપરછ=તજવીજ.
પાંગોઠા=પગનાઘુંટણ. આગળનો ભાગ.
દરકાર=જરૂર; પરવા.

પાઠ ૧૬૩ મો.

સરદી=ભીનાસ.
મેડો=માળ.
કરવત=બે જણ સામસામાં વહેરે એવી દાંતવાળી આરી.
પીઢીઆં=બારોટીઆ.
ઝપાટાબંધ=જલદીથી
કાલાવાલા=વારે વારે કરગરીને કેહેવું તે.
પટલાણી = પટેલની બાયડી; પટલેણ.
સંઘર્યા=રાખ્યા; મૂકેલા.

પાઠ ૧૬૪ મો.

ભેટ=નજરાણું.
અલમસ્ત=જબરા.
મસતાન=ઉદમાતી.
બુમરાણ=પોકાર;સોર
ગુજ=હલકી.
ધર્મદાન=ખેરાત;પુન્ય.
ઉદકપ્રવાહ=પાણીનો, ધોધ=પાણીનું વેહેવું.

પાઠ ૧૬૫ મો.

ચરચા=ગપસપ; બુમાટો.
મગતરૂં=ઝીણું જીવડું.
વાતપ્રવાહ = પવનનું નીકળવું.
બેસણે=બેઠકે; આસને
મશ્કરી=મજાક હાંસી
ધનધન=સાબાસ શાબાસ.
ચપટી=સાહેત; જરા.
શેઠાણી=શેઠની બાયડી.

પાઠ ૧૬૬ મો.

ખો=ખાઈ.
વેંટીઆ=બીલસપુર.
જીકર=જીદ; ખાસ.
ટાઢા=ઠંડા; ધીમા.
સમરી=સુધરી.
અનેક=ઘણું; બહુ.

પાઠ ૧૬૭ મો.

ભાળ=શોધ.
ઉકળતાબાઈ=ગરમી નામે સ્ત્રી.
ખતરી = વણકરની એક જાત.
ગણતી=હિસાબ.
બળીઆ = જોરાવર માણસ.
વિમાસવા=વિચારવા.

પાઠ ૧૬૮ મો.

ડાટો=ડટ્ટો; બુચ.
વરાળીઓ-વરાળને રૂપે થએલો માણસ.
શીરોઈ=સાંકડા મોંનું મુસાફરીમાં પાણી રાખવાનું વાસણ.
સજ્જડ=મજબુત.
વેલા= આપદા; દુઃખ

પાઠ ૧૬૯ મો.

દોલતવાળા=પૈસાદાર.
બગાસાં ખાય=માખી મારે; જોવા કરે.
છુટકો=નીકાલ.
પસારીસ=પોળીકરીશ.

પાઠ ૧૭૦ મો.

અથડાવું=અફળાવું.
બથંબથા=સામસામાં.

વૈભવી=સુખીઆ.
વેહેળા=નદી; નાળા.
જળચક્રી=પાણીનાવેગથી ચાલે તે ઘંટી.

પાઠ ૧૭૧ મો.

પવનચક્રી= પવનના જોરથી ચાલતી ઘંટી.
લક્ષ=ધ્યાન.
સોબતીઓ=સંઘાતી.
ખાતાં=કારખાનાં.
આગ્રહ=બળાત્કાર.

પાઠ ૧૭૨ મો.

વણિતા=સ્ત્રી; બાયડી.
દાવાનળ=વગડાનો અગ્નિ.
સૂત્ર=સૂતર.
મેંડક=દેડકો.
જસુ=જેવું.
મહિમા=મોટાઈ;રચના
વિરલો=કોઈ એક;શૂરો.
રણછોડ=દેવામાંથીછોડનાર.
ખોટ=ખામી;ચૂક.
સુરજી=સૂરજ.
કવડી=કડવી.
મંગળ=કલ્યાણ; શુભકારી.
સુખમલ=સુખવાળો.
ઉપડે=ઊંચકાય.
પનોતો=પરિવારવાળો.
ધનપાળ=ધન સાચવનાર; પૈસાદાર.
ધરણીધર=પૃથ્વીધર.
ગિરધર=પર્વતધરનાર
સંતોષી= આનંદી.
શીખ=શીખામણ.
પ્રતાપ=કીર્તિ; મહેર.
નીર=પાણી; તેજ.

## (કવિતાની સમજુતી.) (૧૭.)

પોતાના નામની મોટાઈ રાખે. એવા ભાગ્યે એકજ પુરૂષ હોય; નામ હોંશથી પાડેછે તો વખતે બચપણમાંજ મરી જાય છે. (૧). રણછોડ નામ ધરાવે ને તે વ્યાજ ભરે એ તેનામાં મોટી ખામીછે; નામ જોગીદાસ (સાધુસેવક) ધરાવેછે તે પાસે બે બાયડીઓ રાખેછે. (૨). જેનું નામ સુરજ જેનું હોય છે તે આંખે કશું દેખતો નથી; શાકરનું નામ ને મીઠી રીત રાખે પણ તેની બોલી નઠારીછે એવું જાણવું. (૩). હીરા, મોતી. ને ઝવેર રાખનારા પાસે ખોટો પૈસો હોતો નથી; તેમ મંગળ કલ્યાણ સરખું, પણ દાવાનળ દુઃખ તો પછાડી પલાણ કરેલું. (૪). નામ વાઘનું ધરાવે ને હાથીની રીત રાખે, પણ તેથી શેરનો બોજો પણ ઊંચકાય નહી દેવ કૃષ્ણ ને રામ એ નામ હોય પણ તે શા કામ કરેછે તે કોણ

જાણે. (૫). કુળનું નામ રેહે એવા છોકરો મળે નહી તે હીરનું નામ લઈ સતરથી કામ ચલાવે; તેમ ધનવાળો હોય તે ધંધો કરે ને ધરણીધર તે મજૂરીએ કરે છે. (૬). ગીરધર નામ ઘણાનાં છે. તેમાં દેવાભાઈને ભાર ઊંચકવો પડે છે,—ડાહ્યો નામ ધરાવે ને બોલે ત્યારે ઘેલું ઘેલું તેમ સાચો તે ઓછું તોળીને આપે. (૭). ભલો કહીએ તે ભૂલવી નાંખે, ને સંતોષી તે ઘણું ખાય (પરમેશ્વર તેને આપે); રાજારામ ભીખ માગે તો ઘેલો સૌને શીખામણ દે છે. (૮). નાનો નામ હોય પણ વખતે તેનામાં ઘરડા જેટલી અક્કલ હોય, તેવારે પ્રતાપ નામ (કીર્ત્તિ) મેળવેલો માણસ હોય તેને પણ કોઈ ન પૂછે; જેનું નામ ચતુર હોય તે ચાડી કરે ને નાગ તે દેડકાથી બીએ. (એટલે વખતે મેટામ નાના જેટલી હિમ્મત હોતી નથી.) (૯).

**પાઠ ૧૭૩ મો.**

ચાલ=રીવાજ; ધારા.
એકસંપ=એક દિલ.
બાપદાદા=ઘરડાવરડા
ખાદી=દોટી.
બટાટા=આલુ ખડા.

**પાઠ ૧૭૪ મો.**

ટેબલ=મેજ.
વારો=વખત
વેહેલ=સ્વારીની ગાડી.
ફરક=ફેર તફાવત.
લાંછન=એબ; બટ્ટો.
બટ્ટો=કલંક; દુષણ.

**પાઠ ૧૭૫ મો.**

આશિર્વાદ=આશિષ સારી દુઆ.
હજૂરી=ખીદમતગારો
ઈર્ષા=અદેખાઈ.
દક્ષણા=ધર્મ દાખલ બ્રાહ્મણને જે પૈસો આપવો તે.
ફજેતી=ગેર આબરૂ.
દેવડી=મકાન.

**પાઠ ૧૭૬ મો.**

પાકું=નક્કર; રીઢું.
ફગવું=બોલ્યું ન પાળવું; ઠગવું.
ફિટકાર=તુચ્છકાર.
ડગમગતું=હાલતું.
નરદ=બાયડો નર.
આરંભ=શરૂઆત.

**પાઠ ૧૭૭ મો.**

ગિરીરાજ = પર્વતનો રાજા.
ખ્યાત=પ્રખ્યાત.
મિષ્ટ=મીઠો.
સ્વાદુ=સ્વાદદાર.
વીજ=વીજળી.
ટાણે=વખતે.
સોમ=ચંદ્ર.
ઝુકી=નમી.
નિર્મળા=ચોખ્ખાં.

| | | |
|---|---|---|
| ઝરણાં=ઝરા; નાળા. | રોજગારી=વેપારી. | જૈન=શ્રાવક લોકોનો. |
| શીળો=ઠંડો; ટાડો. | પરાં=વેગળાં. | ધર્મ=આચાર. |
| સુગંધી=સુગંધવાળો. | જતાંવેંત=જતાંવારને | સ્થાન=ઠેકાણું; જગો. |
| ઓપે=દીપે. | ટેવા=ધારો. | દેવી=માતા. |

## (કવિતાની સમજુતી.) (૧૮).

જેમ આકાશમાં વરસાદ ગડી આવ્યો હોય તેવો આબુ પર્વત વેગળેથી દેખાતાં મનને ગમ્યો; કુંડમાંનો દેવતા વીજળી જેવો દેખાય એવોજ આજે મોટો આબુ પર્વત (પર્વતનો રાજા) દીઠો. (૧). પૂનમને દહાડે સાંજના ટાણે સૂર્ય ને ચંદ્ર બેઉ ધુંટ બન્યા હોય ને કોઈ કહે કે દેવનો હાથી જેવો પર્વત દીપે છે, એવોજ આજે મોટો આબુ૦ (૨). તમે કદાચ ઉપર જઈને આંખ ઉઘાડીને જુઓ. તો ઝાડનાં ઝુંડની ઘણી ઝાડીઓ ઝૂલાઈ રહી છે—ત્યાં માંગ્યો ઘણો સ્વાદદાર મેવો મળે, એવો આજે મોટો પર્વત (૩). ત્યાં વાઘ, વાંદરાં, સિંહ, ને હરણ રેહેછે. ને હમેશાં નિર્મળ પાણીનાં ઝરણ વેહેછે, ઠંડો અને સુગંધદાર પવન વાય છે, એવો આજે મોટો૦ (૪). સારા ફુલના વાડીઓ પણ લેહેકાઈ રહીછે. અને કુવા. વાવ, કુંડ આગળ ઘણાં દીપેછે; મોટાં દેવનાં સ્થાનકોમાં દેવનો વાસોછે; એવો આ જે પર્વત. (૫). જ્યાંહાં બંગલા બંધાઈને બજારો થઈ છે, ને વેપારીએ ચોકારે વેપાર કર્યા જાયછે; જેવો લેનારને માલ જોઈએ તેવો મળેછે. એવો આજે મોટો પર્વત૦ (૬). ત્યાં તે તેર ગાઉ ઘેરાવાના તળાવમાં. અગ્યાર ગામનાં લોક પાણી પીવા આવેછે:—જ્યાંહાં કે જેઠ માસમાં પ્રસેવો જરાએ જણાતો નથી એવો આજે મોટો પર્વત૦ (૭). અષાડ મહીનામાં આઘેનાં વાદળાં પાસે આવે, ને જતાં વારને જોવાની રીત દેખાય;—જેમ તમે ધૂણાનો ધૂમાડો

કેમ ધારો, એવા આજે મોટો પર્વત૦ (૮). જેમાં જૈન ધર્મના હિંદુ લોકોનાં મોટાં દેવસ્થાનકો છે. અને એમાં મોટી પ્રખ્યાત અર્બુદા માતા છે; આ બધી વાતો જાણવાને વાસ્તેજ કહી છે, ને આ સારા છંદ કવિ દલપતરામે બનાવ્યા છે. (૯).

## ગુજરાત દેશનો ઇતિહાસ.

### (વાઘેલા વંશ સુધી).

સ—છોકરાઓ બોલો તો આપણે ગુજરાત પ્રાંત ક્યાં છે, ને તે લાંબો પોહોળો કેટલો છે?

જ—એ પ્રાંત હિંદુસ્તાનની પશ્ચિમ દિશા તરફ છે, તે આશરે ૩૦૦ ગાઉ લાંબો, ને ૧૮૦ ગાઉ પોહોળો છે.

સ—બોલો ગુજરાત નામ શાથી પડ્યું તે તમે જાણોછો?

જ—હાંજી, રૂશિઆના રાજના સીમાડાપર જારજીઆપ્રાંતછે ત્યાંથી ગુર્જર લોક પંજાબ મારવાડ વગેરે ઠેકાણે આવીને વશ્યા, અને ત્યાંથી ઇસવીસન ૭૦૦ ની શ.લમાં ગુજરાતમાં આવ્યા,ત્યારથીગુજરાતનામ પડ્યું એવુંકેટલાકકહેછે

સ—ગુજરાત પ્રાંતની મર્યાદા બોલો?

જ—ઉત્તરે મારવાડ તથા મેવાડનો કંઇક દેશ; પશ્ચિમે કચ્છનું રણ તથા આર્બો સમુદ્ર, દક્ષિણે આર્બો સમુદ્ર તથા થાણા જીલ્લો; અને પૂર્વે માળવા, ખાનદેશ, તથા મેવાડનો કંઇક મૂલક છે.

સ—ગુજરાત પ્રાંતના કેટલા ભાગ કીધા છે?

જ—એ પ્રાંતના જીલ્લા, ઇલાકા, તથા સંસ્થાન મળીને ૧૧ ભાગ કીધાછે, તેનાં નામ ૧ સુરત જીલ્લો, ૨ ભરૂચ જીલ્લો, ૩ ખેડા જીલ્લો, ૪ અમદાવાદ જીલ્લો, ૫ કાઠિયાવાડ

ઈલાકો, ૬ પાલણપૂર ઈલાકો, ૭ મહીકાંઠા ઈલાકો, ૮ રેવાકાંઠા ઈલાકો, ૯ સુરત ઈલાકો, ૧૦ ગાયકવાડનું સંસ્થાન, ૧૧ ખંભાતનું સંસ્થાન.

સ—ગુજરાત પ્રાંતનાં મોટાં મોટાં શેહેરો બોલો?

જ—સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ, ખંભાત, ભાવનગર, રાજકોટ. ધોરાજી, ધોળેરા. જુનાગઢ, માંગરોળ. મોરબી, નવાનગર. પાલણપૂર, રાધણપૂર, ડીસા, સાદરા, ઈડર, લુણાવાડા. વડનગર, વીશનગર, પાટણ, નાંદોદ ને વડોદરૂં.

સ—ગુજરાતમાં અસલ મોટાં શેહેરો કયાં હતાં?

જ—દ્વારીકાં, પ્રભાસપાટણ. વલભીપુર. ચાંપાનેર, ને પંચાસર.

સ—ગુજરાત પ્રાંતની મોટી મોટી નદીઓ બોલો?

જ—તાપી, નર્મદા, મહી, ઢાઢર, સાબરમતી, સરસ્વતી, ભાદર, બનારસ, ભોગાવો, અને શેત્રુંજી.

સ—ગુજરાતના મોટા મોટા પર્વતો બોલો?

જ—ગીરનાર, શેત્રુંજો, પાવાગઢ, ચોટીલા, અને તારંગા પાહાડો.

સ—ગુજરાતમાં મોટાં હિંદુઓની તીર્થની જગ્યાઓ કઈ છે?

જ—ડાકોર, ગોહલવાડ, ગીરનાર, દ્વારીકા બેટ, પાલીતાણા, અને પ્રભાસપાટણ; એ શિવાય ગુજરાતની ઉત્તરે અંબાજી, બહુચરાજી, ને શામળાજી એ પણ મોટાં તીર્થનાં ઠેકાણાંછે.

સ—ગુજરાતનાકયાકયાકસ્બાતથાશેહેરોમાં અંગ્રેજીનિશાળોછે?

જ—વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વડોદરૂં, નડિઆદ, ખેડા અમદાવાદ, રાજકોટ, જુનાગઢ, નવાનગર, ભાવનગરને ડીસા.

સ—ગુજરાતની અસલની રાજધાની કઈ ને હાલની રાજધાની કઈ, અને તે બંનો કઈ નદી ઉપર છે?

જ—અસલની રાજધાની પાટણ સરસ્વતી નદી ઉપરછે, ને

હાલની રાજધાની અમદાવાદ (અહમદશાહે સન ૧૪૧૧ માં વસાવ્યું તે) સાબરમતી નદી ઉપર છે.

સ—સુરત, ભરૂચ, વડોદરૂં, ખેડા, નડિઆદ, અમદાવાદ, અને આખા ગુજરાતમાં કેટલા માણસની વસ્તી છે?

જ—સુરતમાં૧૦૭૦૦૦,ભરૂચમાં ૩૫૦૦૦,વડોદરામાં૧૩૦૦૦૦ ખેડામાં૧૨૦૦૦,નડિયાદમાં૨૧૦૦૦અમદાવાદમાં૧૩૦૦૦૦ અને કુલ ગુજરાતની વસ્તી આસરે ૭૦ લાખ છે.

સ—ગુજરાતની મુખ્ય પેદાશ શું થાય છે?

જ—ગોળ, કપાસ, મીઠું. તમાકુ. અફિણ, કોનબાબ, મસરૂ, કાચ, અને સાબુ વગેરે.

## ચાવડા વંશ.

સ—વળા ગામ ક્યાંછે, અનેઅસલ વલભીપુર નગર ક્યાંહતું?

જ—કાઠિઆવાડ વિભાગમાં ભાવનગર પાસે ગોહલવાડમાં ચમારડીના પાહાડોકે તેના થડમાં વળા ગામ છે. અને તેજ ઠેકાણે પૂર્વ તરફ અસલ વલભીપુર નગર હતું.

સ—વલભીપુરમાં ક્યો રાજા રાજ કરતો હતો, અને પછીએ નગરનો કોણે નાશ કર્યો?

જ—એમાં શીલાદીત નામે રાજા રાજ કરતો હતો. શીલાદીત્ત લડાઇમાં મરાયો ત્યારે મલેચ્છ રાજાએ એ નગરનો નાશકર્યો.

સ—વલભીપુરના નાશ વિષે અસંભવિત વાતો શું ચાલેછે?

જ—વલભીપુરના નાશ વિષે એવી ગપ ચાલેછે કે એ શેહેરની પાસે ધસાવળાના ડુંગરે આગળ એક સાધુ પોતાના ચેલા સાથે ઉતર્યો હતો તે ત્યાં ભીખ માગવા ગયો પણ કોઇ-એ તેને ભીખ આપી નહીં, તેથી તેણે બદનો લઇને શ-

ધા વાળતાં કહ્યું કે આ શેહેર ઊંધું વળજો ને ધૂળ મળજો, તે કહેતાંજ વલભીપૂર દટાઈ ગયું.

સ—વલભીપૂરના નાશ વિશે માનવા જોગ વાતો શું છે?

જ—માનવા જોગ વાતો એવીછે કે એ શેહેરમાં મારવાડના પાલી શેહેરથી કોઈ કાકુર વેપારી આવીને વસ્યો હતો. તેની છોકરી પાસે જડાવસોનાની એક કાંસકી હતી, તે એક દિવસે એ શીલાદીત રાજાની છોકરીએ જોઈ. તેથી તે કાંસકી જોર જુલમથી શીલાદીતે તેની પાસેથી લઈ લીધી તેથી કાકુર મલેચ્છ રાજા પાસે ગયો ને તેને એક લાખ સોનૈયા આપવા કબુલ કરીને શીલાદીતપર ચડાઈ કરાવી. જેમાં શીલાદીત માર્યો ગયો, અને વલભીપૂરનો નાશ થયો.

સ—વલભીપૂરનો નાશ થયા પછી ગુજરાતમાં કયા રાજાએ આવ્યા ને તેઓએ કયા નગરમાં રાજધાની કરી?

જ—એના નાશ પછી ચાવડા જાતના રજપુત રાજા આવીને વસ્યા, તેઓએ પંચાસર નગરમાં પોતાની રાજધાની કરી.

સ—ચાવડા વંશનો પેહેલો રાજા કયો, અને તે પંચાસર નગરની ગાદીએ ક્યારે બેઠો?

જ—પેહેલો રાજા જયશીખરી. તે સન ૬૯૬ માં ગાદીએ બેઠો.

સ—જયશીખરી સાથે પેહેલાં કયા રાજાએ લડાઈ કરી, અને તેમાં તેનું શું થયું?

જ—જયશીખરીના સામા પેહેલો કલ્યાણીનો ભૂવડ રાજા થયો તેને લડાઈ કરી, તે લડાઈ બાવન દીવસ સુધી ચાલી, તેમાં આખરે જયશીખરી હાર્યો ને ભૂવડ જીત્યો.

સ—ભૂવડ રાજાનું જયશીખરી સાથે લડાઈ કરવાનું મન શાથી ઉસકેરાયું?

જ—કોઈ શંકરનામે કવિ હતો તે એક વખત કલ્યાણી ગયો, અને કલ્યાણીના ભૂવડ રાજાના દરબારમાં કેટલા એક કવિતો કહી સંભળાવ્યા. ને ગુજરાત દેશનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં કે ગુજરાત દેશ ઘણો ફળદ્રુપછે ને એમાં ઉપજ નીપજ સારીછે, ત્યારથી ભૂવડરાજાનું મન ગુજરાતપર ચઢાઈ કરવાને ઉસકેરાયું, તેમાં પેહેલી જયશીખરી સાથે લડાઇ કરીને તેનું રાજ જીતી લીધુ.

સ—કલ્યાણી તથા પંચાસર નગરે ક્યાં છે ?

જ—કલ્યાણી દક્ષિણ હિંદુસ્તાનમાં છે, પંચાસર ઝીંઝુવાડાની પાસે કચ્છના રણ આગળ છે.

સ—જયશીખરીના સાળા તથા બાયડીનું નામશું, અને તેના શા હાલ થયા ?

જ—જયશીખરીનો, શાળો સુરપાળ, અને તેની બાયડીનું નામ રૂપસુંદરી, ભુવડરાજાની સાથે લડતી વખત રૂપસુંદરી દાહાડાવાળી હતી તેથી જયશીખરીએ પોતાના સાળાને કહ્યું કે તું તારી બેનને કોઈ નિર્ભય જગ્યાએ મૂકી આવ, કે એને છોકરો થાય તે મારૂં વેરવાળે. તે પ્રમાણે સુરપાળ રૂપસુંદરીને મૂકી આવ્યો, ને પાછો આવીને જોયું તો પોતાનો બનેવી જયશીખરી મરાયો દીઠો, તેથી તે પોતાની બેહેનને મોં દેખાડતાં લજવાયો માટે ગીરનારના પાહાડમાંભરાઇને તે સારા અવસરની રાહા જોતો હતો.

સ—રૂપસુંદરીની બરદાસ વનમાં કોણે કરી અને તેને શું અવતર્યું?

જ—વનમાં ફરતાં એક બીલડી મળી તેણે રૂપસુંદરીની બરદાશ કરી, પછી રૂપસુંદરીને છોકરો અવતર્યો.

સ—એ છોકરાનું નામ શું અને કોણે પાડ્યું ?

જ—એનું નામ વનરાજ તે નામ કોઈ જૈન ધર્મી વાળા

શીલગુનસુરી સાધુએ પાડ્યું.

સ—વનરાજ એટલે શું. અને તે નામ શાથી પડ્યું?

જ—વનરાજ એટલે વનનો રાજા, કેમકે તે વનમાં જન્મ્યો હતો.

સ—વનરાજે કયું શેહેર વસાવ્યું, અને તે કયા વરસમાં?

જ—અણહિલવાડ જેને હમણાં પાટણ કેહેછે. તે સન ૮૦૨માં.

સ—પાટણનું નામ અણહિલવાડ પાડવાનું વનરાજને શું કારણ હતું?

જ—અણહિલ કરીને કોઈ ભરવાડ હતો, તેણે વનરાજને જવા આવવાના રસ્તા બતાવ્યા. તે ઉપરથી વનરાજે પોતાના રાજધાનીનું નામ અણહિલવાડ પાડ્યું.

સ—વનરાજ કોની ગાદીએ બેઠા, તે કયા વરસમાં?

જ—પોતાના બાપ જયશીખરીની, સન ૭૪૬ માં.

સ—વનરાજ ગાદીએ બેઠો ત્યારે તીલક કોની પાસે કરાવ્યું, અને તેની પાસે કરાવવાનું કારણ શું હતુ?

જ—શ્રીદેવી નામે કોઈ વેપારીની સ્ત્રી હતી, તેણે એકવાર વનરાજને જમાડ્યો હતો તેથી તેની પાસે તીલક કરાવ્યું.

સ—વનરાજે પ્રધાન કોને બનાવ્યો, અને તે પ્રધાને કયું શેહેર વસાવ્યું?

જ—ચાંપા નામે એક વેપારી હતો તેને પ્રધાન બનાવ્યો, એ ચાંપાએ રેવાકાંઠામાં ચાંપાનેર કરીને શેહેરછે તે વસાવ્યું.

સ—વનરાજ કેવો રાજા હતો; તે કેટલા વરસ રાજ કરીને ક્યારે મરણ પામ્યો?

જ—વનરાજ એ માહા જોરાવર અને બાહાદુર રાજા થઈ ગયો, તે ૬૦ વરસ રાજ કરીને સન ૮૦૬ માં મરી ગયો.

સ—વનરાજ મૂવા પછી એક પછી એક કયા રાજાઓ થયા?

જ—વનરાજ પછી તેનો છોકરો યોગ્યરાજ; યોગ્યરાજ પછી

તેનો છોકરો **ખેમરાજ**, ખેમરાજ પછી તેનો છોકરો **ભૂવડ** અથવા **પીથુ**, પીથુ પછી તેનો છોકરો **વીજયસીંગ** વિજયસીંગ પછી તેનો છોકરો **રત્નાદીત**, અને છેલ્લો રાજા રત્નાદીતનો છોકરો **સામતસંગજી** થયો.

સ—એ બધા રાજાઓમાં યોગ્યરાજ કેવો રાજા થઈ ગયો, અને એના વખતમાં કોઈ વેપારીનાં વાહાણો કોણે લુંટ્યાં હતાં?

જ—**યોગ્યરાજ**, મોટો બાહાદુર ને ઘણું ભણેલો હતો, તેમજ તે તીર મારવાનું કામ સારૂ જાણતો હતો. એના વખતમાં એના દીકરા **ખેમરાજે**, પાટણ સોમનાથને બંદરે કોઈ વેપારીનાં વાહાણો લુંટ્યાં તેથી યોગ્યરાજે તેને ઘણો ઠપકો દીધો, ને કહ્યું કે તે મારી આજદીન સુધીની મેળવેલી આબરૂ ધુળ કરી નાંખી.

સ—ખેમરાજ કેવી રીતનો માણસ હતો?

જ—ખેમરાજ મીજાજી સ્વભાવનો હતો, અને તેનાં સગાં સાથે તેને સંપ નહોતો.

સ—ચાવડા વંશના છેલ્લા રાજા સામતસંગજીને પેટે શું છોકરૂં હતું, અને તેની ગાદીએ કોણ બેઠું?

જ—એને કંઈજ છોકરૂં હતું નહીં, તેથી સોલંકી વંશમાંનો. એની બેહેનનો છોકરો મૂળરાજ એની ગાદી ઉપર બેઠો.

સ—મૂળરાજને સામતસંગજીએ ખુશીથી ગાદી ઉપર બેસાડ્યો કે પોતે જોર જુલમથી બેઠો?

જ—કેટલાંએક એમ કેહેછે કે સામતસંગજીએ દારૂની ઘેનમાં મૂળરાજને ગાદીપર બેસાડ્યો. પણ શુદ્ધિ આવી ત્યારે નાકહી; ત્યારે મુળરાજ ફોજ જમાવી હુમલો કરી ગાદીપર ચહડી બેઠો.

સ—સામતસંગજી એ કેવા માણસ હતો, ને તે ક્યારે મરી ગયો?

જ—એ સાચો માણસ નહીં હતો. હમણાં બોલે કંઈ તો ફરીને બોલે કંઈ, ગુણ અવગુણની તેને જાણ નહોતી. તે સન ૯૪૨ માં મરણ પામ્યો.

સ—ચાવડા વંશ કેટલા વરસ સુધી ચાલ્યો?

જ—સન ૬૯૬ થી તે સન ૯૪૨ સુધી; એટલે ૨૪૬ વરસ.

## (શોલંકી વંશ.)

સ—સોલંકી વંશનો પેહેલો રાજા કયો. અને તે કોનો છોકરો?

જ—**મુળરાજ**, એ કલ્યાણીના ભુવડ રાજાની ચોથી પેહેડીએ ભુવનાદીત્ય રાજા થયો, તેને ત્રણ છોકરા હતા (રાજ, બીજ, દંડક) તેમાં રાજનો એ છોકરો થાય.

સ—રાજ એ કેવો માણસ હતો, અને તે કોની સાથે પરણ્યો હતો?

જ—એ શુરો ને કીર્ત્તિવંત હતો. તે સામતસંગજીની બેહેન લીલાદેવી સાથે પરણ્યો હતો.

સ—મૂળરાજ ક્યારે ગાદીએ બેઠો, ને એનું નામ મૂળરાજ શાથી પડ્યું?

જ—સન ૯૪૨ માં પોતાનો મામો સામતસંગજી મરી ગયો ત્યારે તેની ગાદીએ તે બેઠો. એ મૂળ નક્ષત્રમાં જનમ્યો તેથી એનું નામ "**મૂળરાજ**" પડ્યું.

સ—મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે કોણ કોણ ચહડી આવ્યા, અને પછી તેનું શું થયું?

જ—મૂળરાજપર પેહેલી ચહડાઈ અજમેરના રાજાએ કરી, અને તેની સાથે તૈલંગણના રાજાએ ફોજ આપી પોતાના સરદાર બાર્પને મોકલ્યો. તેમાં અજમેરના રાજાને તો કાંઇક આપીને મૂળરાજે પાછો કાહાડ્યો, અને તૈલંગ-

ણના સરદાર બાપ ઉપર હુમલો કર્યો. તેમાં તે સરદાર મરાયો અને તેનું લશકર નાસી ગયું.

સ—ત્યારપછી મૂળરાજે ક્યાં ચહડાઈ કરી, અને પોતાની આણ મનાવી કોને માર્યો?

જ—પછી મૂળરાજે સોરઠ ઉપર ચહડાઈ કરી, અને ત્યાંના રાજાને પોતાની આણ મનાવી કચ્છના રાવ લાખાને માર્યો

સ—મૂળરાજે કેટલા વરસ રાજ કીધું, ને તેની પાછળ ગાદીએ કોણ બેઠું?

જ—૫૫ વરસ-તેના પછી તેનો છોકરો ચામૂડ ગાદીએ બેઠો.

સ—ચામૂડ ક્યારે ગાદીએ બેઠો ને કેટલાં વરસ રાજ કીધું ને તેણે કયા મૂલક જીત્યા હતા?

જ—એ સન ૯૯૭ માં ગાદીએ બેઠો ને ૨૯ વરસ રાજ કીધું, એણે નર્મદાની પેલી તરફના મૂલક જીત્યા હતા.

સ—ચામૂડના વખતમાં કયો પરદેશી રાજા ગુજરાતમાં આવ્યો, અને ત્યાં તેણે શું કીધું?

જ—ગીજનીના રાજા સુલતાન મહમૂદે સન ૧૦૨૪ માં એકદમ ગુજરાતમાંપાટણ આવીને જીત્યું એટલેચામૂડત્યાંથીનાસીગયો પછીમહમૂદેત્યાંથીજઇએજવરસમાંસોમનાથનુંદેહેરૂંલૂટ્યું

સ—ચામૂડને કેટલા છોકરાં હતાં, તેમાં રાજ કોને સોંપ્યું, અને તેને સોંપવાનું કારણ શું?

જ—વલ્લભસેન, દુલભસેન; ને નાગરાજ એવા ત્રણ છોકરા હતા; તેમાં એવું કેહેછે કે ચામૂડે કામને વશ થઈ પોતાની બેહેન ચાંચણદેવી સાથે સંભોગ કર્યો તેથી પસ્તાઇને વલ્લભસેનને રાજ સોંપી કાસી ગયો, અને કોઈ એવું કેહેછે કે મુસલમાનથી હાર્યો તેથી એવું કીધું.

સ—વલ્લભસેનનું રાજ કોને મળ્યું. અને તે શા કારણથી?
જ—જ્યારે મહમૂદ પોતાને સ્વદેશ જવાને નીકળ્યો ત્યારે વલ્લભસેન તેને નમ્યો નહીં તથા વિવેક પણ દેખાડ્યો નહીં, તેથી તેના ભાઈ દુર્લભસેનને ખંડણીબેસાડી તેરાજસોંપ્યું.
સ—દુર્લભસેને કેવી રીતે અને કેટલાં વરસ રાજ કીધું, અને તેમાં તેણે શું શું કામો કીધાં?
જ—એણે બહુ નીતિથી રાજ ચલાવી દેશની આબાદાની કરી, દેહેરાં બંધાવ્યાં, ને બીજાં ધર્મનાં કામો કીધાં. એણે ૭ વરસ રાજ કીધું.
સ—દુર્લભસેન કોની સાથે પરણ્યો હતો, અને તેનું ઘરડપણ થયું ત્યારે તેણે પોતાનું રાજ કોને સોંપી દીધું?
જ—મારવાડના મહેંદ્ર રાજાની બેહેન દુર્લભદેવી સાથે તે પરણ્યો હતો. એનું ઘરડપણ થયા પછી એણે પોતાના ભાઈ નાગરાજના છોકરા ભીમદેવને પોતાનું રાજ સોંપી દીધું.
સ—ભીમદેવ કેવો માણસ હતો. તે ક્યારે ગાદીએ બેઠો, ને પેહેલાં કયા રાજાને તે જીત્યો?
જ—એ રાજા બાણાવળીને માહાબળીયો હતો, તે સન ૧૦૩૨ માં ગાદીએ બેઠો. એ રાજાએ પેહેલાં સિંધના તથા ચીંદીના રાજાને જીતી પોતાની આણ મનાવી.
સ—ભીમદેવે સિંધપર ચહડાઈ કરી ત્યારે પાટણ કોણ લૂટીગયું?
જ—ભીમદેવે જ્યારે સિંધપર ચહડાઇ કરી ત્યારે ભોજરાજાએ પોતાના સેનાપતી કુલચંદ્રને ગુજરાત જીતવા મોકલ્યો હતો; પણ તે પાટણ લૂટીને પાછો આવ્યો.
સ—ભીમદેવને કેટલા છોકરા હતા, તેમાં ગાદીપરે કોને બેસાડ્યો ને કયા વરસમાં?

જ—કરણ, મૂળરાજ, ને એમરાજ એવા ત્રણછોકરાહતા–તેમાં ઉદ્યામતી રાણીનાછોકરાકરણને૧૦૭૨માં ગાદીએબેસાડ્યો.

સ—કરણરાજાએ કયા લોકોને વશ કર્યા, અને તે કોની સાથે પરણ્યો હતો?

જ—ભેવાસી લોકોનેરાજાકરણે વશ કર્યા,તે દક્ષિણમાં ચંદ્રપુરનો રાજા રાજાકેશી હતોતેનીછોકરી **મીહળદેવી** સાથેપરણ્યોહતો.

સ—કરણ રાજા ક્યારે અને કેટલાં વરસ રાજ કરીને મરણ પામ્યો, અને તેના પછી ગાદીએ કોણ બેઠું?

જ—૧૨ વરસ રાજ કરીને સન ૧૦૮૪માં મરણ પામ્યો; એના પછી એનો છોકરો **સીદ્ધરાજજયસીંહ** ગાદીએ બેઠો.

સ—સિદ્ધરાજ નાનો હતો તેથી તેનું રાજ થોડાં વરસ કોણે ચલાવ્યું; અને ચલાવ્યું તેણે મોટાંનામદારીનાં કામોશું કીધાં?

જ—એ મોટો થયો ત્યાં સુધી એની મા **મીનળદેવીએ** ૧૦ વરસ એના નામથી રાજ ચલાવ્યુ. એ **મીનળદેવીએ** વીરમગામ કસબામાં એક **માનસર** નામનું, અને ધોળકા કસબામાં **મલાવ** નામનું એવાં બે તળાવો બંધાવ્યાં.

સ—સિદ્ધરાજ અને જ્યારે તેની મા નર્મદા તરફ ગયાં ત્યારે તેનું રાજ કોણ ચલાવતું હતું, અને તે વખતે પાટણ ઉપર કોણે ચડાઈ કરી હતી. અને તેનું શું થયું?

જ—એ વખતે તેનો પ્રધાન રાજ ચલાવતો હતો, તેવામાંમાળવાના રાજા **યસોવરમાને** પાટણ ઉપરચહડાઈ કરી; તે વારે સિદ્ધરાજના પ્રધાને તેને કંઇક ધન આપી પાછોમોકલ્યો. પણ એ વાત સિદ્ધરાજને ગમી નહીં; તેથી તેણે માળવા ઉપર ચહડાઈ કરીને ૧૨ વરસ સુધી લડાઈ કરતાં અંતે તેશેહેર જીતી લીધું,ને રાજા **યસોવરમાનને** કેદ કીધો.

સ—સિદ્ધરાજનો વિવાહ કોની સાથેથયો હતો. અને તે કુંવરી-
ને કોણ વરી લઈ ગયું હતું ?

જ—એનો વિવાહ **રાણીકદેવી** સાથે થયો હતો. એને સોરઠની
રાજા રાખેંગાર હરી લઈ જઇને પરણ્યો, તેથી સિદ્ધરાજ
ફોજ લઇને જુનાગઢ ગયો ને તે રાજાને મારી નાંખી તે
દેશ પોતાને હાથ કરી લીધો.

સ—પછે તે રાણી **રાણીકદેવી** સિદ્ધરાજને હાથ આવીકેનહીં?

જ—હાથ આવી તો ખરી, પણ તે સતી થઇને વઢવાણમાં
સિદ્ધરાજની નજર આગળ બળી મુઈ.

સ—સિદ્ધરાજે કેટલાં વરસ રાજ કીધું, ને પછી એ રાજ
કોના હાથમાં ગયું?

જ—એની માએ રાજ ચલાવ્યું તે સાથે સન ૧૦૮૪થી તે
સન ૧૧૪૩ સુધી ૫૯ વરસ એણે રાજ કીધું. સિદ્ધરાજને
છોકરો હતો નહીં તેથી એના પીતરાઈ કાકા **એમરાજના**
વંશમાં ગુજરાતનું રાજ ગયું.

સ—એમરાજને કેટલા છોકરા હતા, અને તેમાં સિદ્ધરાજની
ગાદી કોને મળી ?

જ—એમરાજને **દેવપ્રસાદ** કરીને એક છોકરો હતો, દેવપ્રસા-
દને **ત્રીભોવનપાળ** છોકરો હતો. ત્રીભોવનપાળને (**મહીપા-
ળ**, કીરતીપાળ, ને કુમારપાળ)એવા ત્રણ છોકરા હતા,
તેમાં **કુમારપાળને** સિદ્ધરાજની ગાદી મળી.

સ—એ કુમારપાળને સિદ્ધરાજની ગાદી શી રીતે મળી?

જ—કોઈ સામુદ્રકીએ સિદ્ધરાજને કહ્યુંકે તારી ગાદીએ કુમાર-
પાળ બેસસે,તેથી તેના ઉપર ખારલાવી તેને મારીનાંખવાને
પોતાના માણસો તેનીપાછળ ફેરવતો તે જાણી જોગીનો વેશ

લઈ કુમારપાળ નાસીગયો,તેમાં એકવારકુંભારે ને એકવાર એડુતે તેને બચાવ્યો. ત્યાંથી નાસીને પોતાના મિત્રઉદાયન પાસે તે ગયો ત્યાં હીમાચાર્ય હતા તેમણે કુમારપાળને કહ્યુંકે તમે રાજ પામશો. તેથી ઉદાયન પાસે થોડુંનાણુંલઈને તે માળવે ગયોએટલે સાંભળ્યુંકે સિદ્ધરાજ મરી ગયો. તેવોજ તે પાટણ આવ્યોને કાહનદેવનીમદદથીપ૦વરસની ઉમ્મરે સન ૧૧૪૩માં કુમારપાળ સિદ્ધરાજનીગાદીએબેઠો.

સ—કુમારપાળ ગાદીએ બેઠો ત્યારે પ્રધાનવટી કોને આપી, અને કોને સુખી કીધા?

જ—કુમારપાળ ગાદીએ બેસતાંજ પોતાના મિત્ર ઉદાયન મંત્રીના છોકરા વાઘ્રભટદેવને પ્રધાનવટી આપી, તથાઆગાઉના પોતાના જાનબચાવનારા કુંભાર તથા બીજો એડુત એ બંનેને સુખી કર્યા.

સ—કુમારપાળે કેટલાં વરસ રાજ કીધું ને ક્યારે મરણ પામ્યો ને પછી એની ગાદીએ કોણ બેઠું?

જ—૩૧ વરસ રાજ કરીને સન ૧૧૭૪ માં એના ભાઈ મહીપાળના દીકરા અજેપાળે ઝેર દીધું તેથી મરી ગયો. એના પછી તે અજેપાળ ગાદીએ બેઠો.

સ—અજેપાળે કેટલાં વરસરાજકીધું, નેતેનીગાદીએ કોણબેઠું?

જ—૩વરસ; પછી તેનો છોકરો બાળમુળરાજ ૧૧૭૭માં બેઠો.

સ—બાળમૂળરાજશાથીનામપડ્યું.અને એના વખતમાં ગુજરાતપર કયા મુસલમાને ચહડાઈકરીહતી, અનેતેનુંશુંથયું?

જ—બાળમૂળરાજબચપણમાં ગાદીમળી તેથી તેનામ પડ્યુંછે. એનાવખતમાં એટલે સન ૧૧૭૮માંકોઈ શાહાબુદીનગોરી નામના મુસલમાને ગુજરાતપરચહડાઈ કરીહતી,પણ તેને

બાળમૂળરાજના કાકા ભોળાભીમદેવે હરાવીને કાહાડી મૂક્યો હતો.

સ—બાળમૂળરાજ કેટલાં વરસ રાજ કરીને ક્યારે મરણ પામ્યો ને એના પછી એની ગાદી કોને મળી ?

જ—એણે બે વરસ રાજ કીધું, ને સન ૧૧૭૯માં મરણ પામ્યો પછી એનો કાકો ભોળો ભીમદેવ તેજ વરસે ગાદીએ બેઠો.

સ—ભીમદેવના વખતમાં કયા રાજાએ ગુજરાત લુટવાનો ઇરાદો રાખ્યો હતો, અને તેમાં તે ફાવ્યો કે નહીં ?

જ—એના વખતમાં માળવાનો રાજા સાહદદેવ ગુજરાત લુટવાને ઇરાદે આવ્યો હતો. પણ તેનું કંઈ વળ્યું નહી.

સ—સોલંકીવંશ ક્યાંથી તે ક્યાં સુધી કેટલાં વરસ ચાલ્યો ?

જ—સન ૯૪૨ થી તે ૧૨૨૫ સુધી એટલે ૨૮૩ વરસ.



## (વાઘેલા વંશ).

સ—સોલંકીવંશના છેલ્લા રાજા ભોળાભીમદેવ પછી ગુજરાતનું રાજ કોના હાથમાં આવ્યું. અને ગાદીએ કોણ બેઠું ?

જ—વાઘેલાવંશના પેહેલારાજા વીરધવળના હાથમાં સઘળોકારભાર આવ્યો, અને પછી તેનો છોકરો વીશળદેવગાદીએબેઠો.

સ—વીરધવળ રાજાના પ્રધાનનું નામ શું, અને તેના હાથ નીચેના બીજા બે કોણ હતા ?

જ—એ રાજાનો પ્રધાન બાહાડસચીવ નામે હતો. અને તેના હાથ નીચે બીજા બે વસ્તુપાળ અને તેજપાળ કરીને ભાઇઓ હતા, તેમણે રાજ ઘણું વધાર્યું હતું.

સ—વીશળદેવ રાજાએ કયાં શેહેરો વસાવ્યાં, અને તેણે કયો કિલ્લો બાંધ્યો હતો.

જ—એ રાજાએ **વીસનગર** અને **વીજાપોર** એવાં બે શેહેરો વસાવ્યાં, અને ડભોઇનો કીલ્લો બાંધ્યો હતો.
સ—વીશનગર, વીજાપોર અને ડભોઈ એ શેહેરો ક્યાંછે?
જ—વીશનગર ગુજરાતમાં વડનગરની પાસે. વીજાપાર વિશનગરની દક્ષિણે, અને ડભોઈ ગુજરાતમાં વડોદરાનીપાસેછે.
સ—ગુજરાતની ગાદીપર વાઘેલા વંશના કેટલા રાજાઓ થયા, તે દરેકનાં અનુક્રમે નામ દો?
જ—વીરધવળ, વીશળદેવ, ભીમદેવ, અરજુનદેવ, સારંગદેવ, અને કરણ ઘેલો એવા છ રાજાઓ થયા.
સ—વાઘેલાવંશ શાથી નામ પડ્યું?
જ—કોઈ સોલંકી વંશનો રજપૂત લવણપ્રસાદ કરીને વાઘેલા ગામમાં રેહેતો હતો તેથી એ વંશનું નામ પડ્યું.
સ—વાઘેલા વંશના છેલ્લા રાજા કરણના હાથમાંથી ગુજરાતની ગાદી કોના હાથમાં ગઈ, અને તે કઈ સાલમાં?
જ—મુસલમાનના હાથમાં, સન ૧૨૯૭ માં.
સ—ગુજરાતની ગાદી મુસલમાનના હાથમાં શી રીત ગઈ?
જ—રાજાકરણ જ્યારે ગુજરાતની ગાદીઉપર રાજ કરતો હતો ત્યારે દીલ્હીની ગાદીઉપર જલાલુદીન ખીલજી નામે કોઈ મુસલમાન બાદશાહ હતો, તેના પછી કોઈ અલ્લાઉદ્દીન ખીલજીનામે બાદશાહ થયો તેણે પોતાનાભાઈ અલીફખાં તથા વજીર નસરતખાંને ગુજરાત જીતવાને મોકલ્યાહતા, તેમાં તેમને ને રાજા કરણને લડાઈ થઈ તેમાંકરણહાર્યો ને દેવગઢ તરફ નાશી ગયો; ને તેની રાણીઓ, છોકરાં, હાથીઓ વગેરે સરવે મુસલમાનોના હાથમાં ગયું.
સ—ગુજરાતપર મુસલમાને શા કારણથી સ્વારી કરી હતી,

અને તે વિષે ભાટ લોકો શું કહે છે?

સ—ભાટ લોકો એવું બતાવેછે કે ગુજરાતના રાજા કરણપાસે માધવ અને કેસવએવા બે પ્રધાન હતા.તેમાંમાધવનીબઈ રીરૂપવંતી હતીતેને એરાજાએ(કરણે)જબરજસ્તીથીછીનવી લીધી, અને વળી કેશવ પ્રધાનને મારી નાખ્યો;તેઉપરથી માધવે દીલ્હીજઈને અલાઉદ્દીનને સમજાવી ગુજરાતઉપર ચહડાઈ કરાવી,ને ત્યારથી મુસલમાને એરાજ લઈ લીધું.

સ—એ વાઘેલા વંશની જે રાણીઓ લડાઈમાં પકડાઈ હતી, તેમાંની કઈને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી?

જ—એ લડાઈમાં જે રાણીઓ પકડાઈ હતી તેમાંનીએક કોલા દેવી નામે હતી તે ઘણી રૂપાળી, બુદ્ધિમાન, અનેચંચળ હતી તેને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી.

સ—વાઘેલા વંશ ક્યાંથી તે ક્યાં સુધી કેટલાં વરસ ચાલ્યો?

જ—સન ૧૨૨૫થી તે ૧૨૯૭ સુધી, એટલે ૭૨ વરસ.



## ગાદીએ બેઠા તથા રાજ કર્યાના વરસની વંશાવળી

### (ચાવડા વંશ).

| | ગાદીએ બેઠો. | મરણ પામ્યો. | વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| જયશીખરી. | ૬૯૬ | ૭૪૬ | ૫૦ |
| વનરાજ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગ્યરાજ. | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| એમરાજ. | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભૂવડ (પીથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વીજયશીંગ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |

| | | | |
|---|---|---|---|
| રત્નાદીત. | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસંગજી. | ૯૩૫ | ૯૪૨ | ૭ |

(સોલંકી વંશ.)

| | | | |
|---|---|---|---|
| મૂળરાજ. | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામૂડ. | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ |
| વલ્લભસેન. | ૧૦૨૫ | ૧૦૨૫ | ૦ |
| દુલ્લભસેન. | ૧૦૨૫ | ૧૦૩૨ | ૭ |
| ભીમદેવ. | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ |
| કરણ. | ૧૦૭૨ | ૧૦૮૪ | ૧૨ |
| સિદ્ધરાજ જયસીંહ. | ૧૦૮૪ | ૧૧૪૩ | ૫૯ |
| કુમારપાળ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ. | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમૂળરાજ. | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભોળોભીમદેવ. | ૧૧૭૯ | ૧૨૨૫ | ૪૬ |

(વાઘેલા વંશ.)

| | | | |
|---|---|---|---|
| વીરધવળ. | ૧૨૨૫ | ૧૨૨૫ | ૦ |
| વીશળદેવ. | ૧૨૨૫ | ૧૨૬૪ | ૩૯ |
| ભીમદેવ. | ૧૨૬૪ | ૧૨૬૪ | ૦ |
| અરજુનદેવ. | ૧૨૬૪ | ૧૨૯૪ | ૩૦ |
| સારંગદેવ. | ૧૨૯૪ | ૧૨૯૬ | ૨ |
| કરણ વાઘેલો. | ૧૨૯૬ | ૧૨૯૭ | ૧ |

# ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાથી મળશે.

નડીઆદ—કાગદી સાદકભાઈ ચોપડી વેચનાર.

વડોદરા—બુકસેલર દસરથ રાગોબા ઠા. રાવપરામાં.
બુકસેલર રણછોડ મોતીરામ.

વલસાડ—બુકસેલર દ્વારકાંદાસ પરભુદાસ.

સુરતમાં—મેહેતાજી ફકીરભાઈ કાશીદાસ.
બુકસેલર મંચેરજી જમસેદજી.
બુકસેલર કરસનદાસ નારણદાસ.

મુંબાઈમાં—બુકસેલર સખારામ ભીકસેટ.
બુકસેલર બાળકૃષ્ણ લક્ષમણ.
બુકસેલર ભીમજી માણેક.
બુકસેલર દામોદર ઈશ્વર.
બુકસેલર ગોકળદાસ હરજીવનદાસ.

પાલણપુર—વ્રિજમલાલ તલકચંદ.

વીરમગામ—બુકસેલર મુળશંકર લલુ.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેટ કાગળ લેવામાં આવશે નહીં. મુંબાઈનાં છાપેલાં સંસ્કૃત, હિંદુસ્તાની, ગુજરાતી, ડીકસનેરીઓ, નાટકો, જૈનધરમનાં, તથા વૈષ્ણવધરમનાં, તથા વારતાઓ, તથા કાયદાઓ, પેહેલથી તે સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વઈદકનાં પુસ્તકો વિગરે બીજી ઘણીઅરી જાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણી સરસ છાપ ને સસ્તી કીમતે મળશે. બુકસેલર મગનલાલ દેવચંદ માણેકચોકમાં
બુકસેલર તરભોવન રણછોડ ડાકોર.